દેશબન્ધુ

# ચિત્તરંજનદાસ.

( ત્હેમનું સંક્ષિપ્ત જીવન તથા કથન. )



લેખક

પંડિત શિવપ્રસાદ દલપતરામ.

( કોટા-રાજપુતાના. )



પ્રકાશક

ધીમંતરાય ચીમનલાલ પંડિત.

ખાડીયા, નાના સુતારવાડાની પોળ,

અમદાવાદ.



પ્રત ૧૫૦૦ સને ૧૯૨૧



મૂલ્ય ૦-૪-૦

'वंदे मातरम्'

# દેશબન્ધુ ચિત્તરંજનદાસ.

## પ્રકરણ પહેલું.

### કુટુંબની પીછાણ, બચપણનું જીવન તથા શિક્ષણ.

બંગાળામાં વિક્રમપુર પરગણામાં તેલિબાગ ગામમાં શ્રી ચિત્તરંજનદાસના પૂર્વજોનો નિવાસ હતો. એમનું કુટુંબ એક ખાનદાની કુટુંબ હતું. ધન એકઠું કરવાનો લોભ ન કરતાં પુણ્યના કામોમાં, ગરીબોનાં દુઃખ ફેડવામાં કમાણીનો ઉપયોગ કરવો એ એમના કુટુંબની એક ખાસ ખૂબી છે. એમના દાદા જગદ્બંધુ મુખત્યારીનો ધંધો કરતા હતા. એ ધંધામાં બે પૈસા રળ્યા હતા, પણ સગાં વહાલાંઓના ભરણ પોષણમાં તથા પોતાના ગામની ધર્મશાળાના નિભાવમાં એમનું ધન ખર્ચાઇ જતું. એ વિદ્યાના રસિક અને સારા કવિ પણ હતા. સરળ ભાષા, સુન્દર છંદ અને કાનને મીઠાં લાગે એવી રીતે લખાયલાં એમના બંગાળી પુસ્તકો હજુ પણ વિક્રમપુરમાં ઘેર ઘેર વંચાય છે. દાદાની અતિથિ સેવા, પુણ્યદાન કરવાની ટેવ, અને કાવ્યશક્તિ ચિત્તરંજનદાસને વારસામાં મળ્યાં છે, એટલું જ નહી પણ એમના જીવનમાં એ ગુણો વિશેષ દીપી નીકળ્યા છે.

ચિત્તરંજનદાસના પિતાજીનું નામ ભુવનમોહનદાસ. એ કલકત્તાની હાઇકોર્ટના સોલીસીટર હતા. જીંદગીની શરૂઆતમાં વર્તમાન પત્રના અધિપતિ તરીકે પણ એમણે કામ કર્યું હતું. અને એ ધંધામાં સારી ખ્યાતિ મેળવી હતી. અંગ્રેજી ભાષાનું તેમનું જ્ઞાન ખાસ વખાણવા લાયક હતું. લખવાની શૈલિ એમની જોરદાર હતી. એ એક સાચા

દેશભક્ત અને સંસાર તથા ધર્મ સુધારક હતા. હિન્દુઓમાં એ વખતે ચાલી રહેલા કેટલાક ખરાબ રિવાજો, અનેક દેવ દેવીઓની પૂજા વગેરેથી કંટાળી ઉપનિષદના વર્ણવેલી બ્રહ્મોપાસના કરવા બ્રાહ્મ ધર્મ ગ્રહણ કર્યો હતો. પરન્તુ જૂના વિચારના હિન્દુઓ પ્રત્યે ત્હેમને દ્વેષ નહોતો. સગાં વ્હાલાઓ પ્રત્યે એમને પુષ્કળ પ્રેમ હતો. એમના સુખ દુઃખમાં એ સદા ભાગ પડાવતા. દિલની નિખાલસતા અને નિરભિમાનતામાં તો એ એમના સત્પુત્ર ચિત્તરંજનદાસ કરતાં પણ ચ્હડી જાય એવા હતા. કાયદાના ધંધામાં એમણે પુષ્કળ ધન પેદા કર્યું હતું, પણ એ બધું ધન બીજાઓને મદદ કરવામાં ખરચ્યું હતું અને પાછલી વયમાં એમને નાદારી લેવી પડી હતી. મોજ શોખ ત્હેમને બીલકુલ નહોતો. ખરાબ રસ્તે ત્હેમણે એક પાઇ પણ ખર્ચી નહોતી. પરન્તુ ઉધાર લઇને પાછું આપવાની તસ્દી લેજ નહીં એવા મિત્રોની કૃપાથી જ એમને નિર્ધન થવું પડ્યું હતું, તથા નાદારી લેવાની ફરજ પડી હતી. ચિત્તરંજનના દદા દુર્ગામોહન પણ ઘણા પરોપકારી, સ્વદેશપ્રેમી અને સ્વાર્થત્યાગી પુરૂષ હતા.

આવા પુણ્યશીલ કુટુંબમાં શ્રી. ચિત્તરંજનનો જન્મ ઇ. સ. ૧૮૭૦, ( બંગાળી સંવત ૧૨૭૭ ) ની ૨૦ મી કાર્તિકે કલકત્તા નગરમાં થયો હતો. ભવાનીપુરની નિશાળમાં એમના શિક્ષણનો આરંભ થયો; ત્હાંની પાદરીઓની નિશાળમાંથી એમણે મેટ્રીકની પરીક્ષા પાસ કરી ત્હાર પછી કલકત્તાની પ્રેસિડેન્સી કોલેજમાં દાખલ થઇ ઈ. સ. ૧૮૯૦ માં બી. એ. ની પરીક્ષામાં પસાર થયા, પરન્તુ થોડા માર્કની ખાતર માનવાળા વર્ગમાં ન આવી શક્યાથી નિરાશ થયા, અને વિલાયત જવાની તૈયારી કરવા લાગ્યા. કોલેજમાં ગણિતમાં એ હોંશિયાર નહોતા, પણ સાહિત્યમાં એમની પ્રતિભા ઘણી ઝળકી ઉઠી હતી. કોલેજની સાહિત્ય સભામાં બહુ આગળ પડતો ભાગ લેતા, અને એમની ભાષણ કરવાની શક્તિ ત્હાં ઘણી ખીલી નીકળી હતી.

બી. એ. માં પાસ થઇને એ સિવિલ સર્વીસ (સનદી નોકરી) ની પરીક્ષા આપવા વિલાયત ગયા. એ વખતે હિન્દના દાદા દાદાભાઇ

નવરોજી પાર્લામેન્ટના સભાસદ પદ માટે ઉમેદવાર હતા, સનદી નોકરીની પરીક્ષા આપ્યા પછી પરિણામ જણાતાં સુધી જે અવકાશ મળ્યો ત્હેમાં ચિત્તરંજને દાદાભાઇના પક્ષમાં અનેક ભાષણો આપ્યાં, અને વિલાયતના લોકોને સ્હમજાવ્યું કે ભારતવાસીના પાર્લામેન્ટના સભાસદ થવાથી બન્ને દેશને લાભ છે. એ બધા ભાષણોની અસર ઘણી સારી થઇ, પણ પરિક્ષાનું પરિણામ જણાયું ત્યહારે જણાયું કે જેટલા ઉમેદવારોને નોકરીમાં દાખલ કરવાના હતા ત્હેનાથી એક ઓછા ઉમેદવારને લેવામાં આવ્યો છે અને એ વિદ્યાર્થીની નીચે ચિત્તરંજનનું નામ છે. હજુ પણ પોતે હસતાં હસતાં ઘણી વાર કહે છે કે, I came out first in the unsuccessful list ના પાસ થયેલાઓની ટીપમાં હું પહેલે નંબરે આવ્યો. ત્યહાર પછી એ બેરિસ્ટર બનીને ઇ. સ. ૧૮૯૩ માં સ્વદેશમાં પાછા ફર્યા. ભગવાન જે કરે છે તે સારૂં જ કરે છે. ચિત્તરંજન સિવિલ સર્વિસમાં પાસ થયા હોત તો તેઓ પણ નોકરશાહીમાં જોડાઇ આપણા ઉપર ગોરા સાહેબની જગ્યાએ દેશી સાહેબ બની અમલદારી ચલાવતા હોત અને દેશની ખરી સ્થિતિની એમને ખબર પણ ન પડી હોત.

વિલાયતમાં વસતી વખતે ત્યહાંની ટાપટીપ, રીતભાત તથા સુધારાએ એમના ચિત્ત ઉપર ઘણી અસર કરી હતી છતાં પણ એમનાં હૃદયમાં સ્વદેશ પ્રેમ ખૂબ ભરેલો હતો. ઇ. સ. ૧૮૯૨ માં પાર્લામેન્ટના એક અંગ્રેજ સભાસદે પોતાના ભાષણમાં મુસલમાનોને ગુલામ અને હિન્દુઓને ગિરમિટિયા ગુલામ કહીને જુઠું કલંક લગાડ્યું હતું. ચિત્તરંજન લંડનમાં એક જાહેર સભા બોલાવીને એ ભાષણની ખૂબ ઝાટકણી કહાડી નાંખી હતી, અને આખરે એ સાહેબને પાર્લામેન્ટમાંથી રાજીનામું આપવું પડ્યું હતું. આ બનાવ ઉપરથી ચિત્તરંજનની ભાષણ આપવાની કુશળતા, સ્વદેશપ્રેમ તથા તેજસ્વિતાનો ખાસ પરિચય મળી આવે છે.

# પ્રકરણ બીજું.



## કર્મ જીવનનો આરંભ અને સાહિત્ય સેવા.



ઈ. સ. ૧૮૯૩ માં બેરિસ્ટર બનીને ચિત્તરંજન પાછા આવ્યા અને કલકત્તા હાઇકોર્ટમાં ધંધો ચલાવવા લાગ્યા. વિલાયત જતી વખતથીજ એમની નાણાં સંબંધી સ્થિતિ સારી નહોતી. ત્હેમના પિતાજી એટલા બધા દેવામાં ડુબેલા હતા કે એ દેવું ચુકાવવાનું એમનું ગજું નહોતું. પિતૃભક્ત ચિત્તરંજને બેરિસ્ટરનો ધંધો શરૂ કરતાં વારજ એ દેવાની જવાબદારી પોતાને માથે લઇ લીધી. પણ શરૂઆતમાં કમાણી ઝાઝી નહીં હોવાથી એમનાથી પણ કરજ ચુકાવાયું નહીં, અને પિતા પુત્ર બન્નેને સાથે મળીને નાદારી કોર્ટનું શરણ લેવું પડયું. પારકાનું ધન પચાવી પાડવાની દાનત ન હોવા છતાં પણ, બીજો કાંઇ ઉપાય ન દેખાયાથી દેવાળીઆ બનવું પડયું એટલા માટે એમને ઘણી ઊંડી વેદના થઇ, પણ એ સ્હમજતા હતા કે કર્તવ્યનો પોકાર સૌથી વધારે અગત્યનો છે, ત્હેની આગળ માન મરતબો સ્વાર્થ અને ઉન્નતિની વાસનાઓનું બલિદાન આપવું જ જોઇએ. એટલે આ દેખીતી શરમની વાતમાં પણ એમણે ગૌરવ જ માન્યું. ત્હેમના જીવનમાં વીરત્વ અને તેજસ્વિતાનું અપૂર્વ દર્શન આ પ્રસંગે થયું હતું.

કાયદાના જ્ઞાનની ઘણી ઝીણવટ, અસાધારણ બુદ્ધિ કુશળતા હોવા છતાં પણ શરૂઆતમાં એમનો ધંધો સારી પેઠે ચાલ્યો નહીં. વળી દેવાળીઆમાં ગણત્રી થયેલી હોવાથી આગળ પડીને દેશ સેવા કરતાં પણ એમને સંકોચ થતો હતો. આ સ્થિતિ એમને ઘણી સાલ્યા કરતી હતી. હાઇકોર્ટમાં ધંધો ચલાવવામાં ધીરજની જરૂર હતી.

પણ એમને તાત્કાલિક નાણાંની જરૂર હતી એટલે બહારગામની કચેરીઓમાં કેસ લેવા માંડયા. ત્હાં એમની સારી યોગ્યતા જલ્દી ઝળકી ઉઠી, અને એક અનુકૂળ પ્રસંગ આવતાં આખા દેશને કાયદા સંબંધી એમના અદ્ભુત જ્ઞાનની ખાત્રી થઈ.

ઇ. સ. ૧૯૦૭ માં બંગાળા પ્રાન્ત નવા ભાવની–સ્વદેશ પ્રેમની ગંગાની નળી છોળોથી ખળભળી ઉઠયો. નવી આશાઓ યુવકોના હૃદયમાં ઉપજવા લાગી. દેશ સેવાના મહા યજ્ઞમાં આહુતિ આપવા અનેક બંગાળી યુવકો આગળ પાછળ જોયા વગર તૈયાર થયા. આખા બંગાળાની ઇચ્છા વિરૂદ્ધ બંગાળાના ભાગલા પાડીને લોર્ડ કર્ઝને ભારતવાસીઓનું જે અપમાન કર્યું હતું તેથી આખો દેશ ખળભળી ઉઠયો, અને સ્વદેશીનું મહા આદોલન શરૂ થયું.

ઈ. સ. ૧૯૦૮ માં માણિક તોલા બગીચામાં બોમ્બગોળા બનાવવાની અનેક સામગ્રીઓ, તથા કાર્તુસની ગોળીઓ પકડવામાં આવી અને ઝડતીમાંથી નીકળેલા કાગળીઆંને આધારે શ્રીયુત અરવિન્દ ઘોષ ત્હેમના ભાઈ અને બીજા ૩૮ લોકોને પકડવામાં આવ્યા. એમના બચાવ માટે કલકત્તાના પ્રખ્યાત બેરિસ્ટરોમાંથી કોઈ તૈયાર થયું નહીં. એ અણીને વખતે ચિત્તરંજન શ્રીયુત અરવિન્દ બાબુની વ્હારે ધાયા. આઠ મહિના સૂધી એ મુકદ્દમો ચાલ્યો. ઉલટ પાલટ તપાસ, કાયદાની બારીકીઓ, વગેરે ખૂબીઓ ત્હેમણે આ પ્રસંગે બતાવીને વકીલ વર્ગને સાબિત કરી આપ્યું કે આ નવો બેરિસ્ટર હમારો શિરોમણી થવા યોગ્ય છે. આ મુકદ્દમાને અંગે એમને ઘણું નુકસાન વેઠવું પડયું હતું. કેમકે એમને ફુલ નહીં પણ ફુલની પાંખડી રૂપે જે મળ્યું હતું તે એમના ખર્ચ પુરતું પણ નહોતું. પરન્તુ ઇશ્વરે એમને જશ આપ્યો. અરવિન્દ બાબુ નિર્દોષ સાબિત થઇને છુટા થયા. અને એ શુભ સમાચારની સાથે જ ચિત્તરંજન બાબુની ખ્યાતિ પણ આખા દેશમાં ફેલાઇ ત્હાર પછી થોડા દિવસોમાં ઢાકાના કાવતરાવાળા મુકદ્દમામાં

કાંઇ પણ ફી લીધા વગર આરોપીઓનો બચાવ કર્યો. હવે એમનો ધંધો ધમધોકાર ચાલવા માંડ્યો અને દેશના આગેવાન બેરિસ્ટરોમાં એમની ગણત્રી થઈ.

સારી કમાણી શરૂ થયા પછી બનતી જોગવાઇએ બહુ જ જલ્દીથી એમણે પિતાનું દેવું પાઇએ પાઇ ચુકાવી આપીને દેવાળી-આના નામનું કલંક ધોઇ નાંખ્યું. એ પ્રસંગે હાઈ કોર્ટના ન્યાયાધીશે કહ્યું હતું કે 'કોઇ માણસે દેવાળું કહાડ્યા પછી પોતાનું પાછલું કરજ કબુલ રાખીને ચુકાવ્યું હોય તો એવો દાખલો દુનિયાના ઇતિહાસમાં મ્હેં આજે પહેલીવાર જોયો.' ધન્ય છે એમની કર્તવ્યપરાયણતાને! હવે તો સમુદ્રમાં જેમ નદીઓ આવીને ઠલવાય છે તેમ મુકદમા લઢ-નારા ધનવાનોની કોથળીઓ ધડાધડ ચિત્તરંજનની ત્રીજોરીમાં ઠલવાવા લાગી, અને દેશની ખાતર ધંધો છોડ્યો ત્હેના થોડાક વર્ષો અગાઉથી એમની સરેરાશ આવક મહિને દિવસે પચાસ હજાર રૂપિયાની હતી.

ચિત્તરંજન બંગાળી ભાષાના સારા વિદ્વાન્ તથા કવિ છે. બેરિસ્ટરના ધંધામાં બહુ રોકાણ થવા માંડ્યું તે પહેલાં એમણે સા-હિત્ય સેવામાં ફુરસદનો વખત ગાળ્યો છે. 'માલંચ' 'વારવિલાસીની' "અન્તર્યામી' વગેરે કાવ્ય ગ્રન્થોમાં એમની પ્રતિભા, સરળતા અને સહૃદયતાનો સારો પરિચય મળી આવે છે. 'વારવિલાસિની' કાવ્યમાં વારાંગનાના શરમ ભર્યા જીવનનું કરૂણ અને હૃદય સ્પર્શી ભાષામાં વર્ણન છે. એ કાવ્યની સરખામણી રવીન્દ્રનાથ ઠાકુરનાં 'પતિતા'ની સાથે થાય છે. ઈ. સ. ૧૯૧૫ થી એ 'નારાયણ' નામનું બંગાળી માસિક પત્ર ચલાવી રહ્યા છે. બંગાળાનાં ગીત કાવ્યોનો એમણે વિ-શેષ અભ્યાસ કર્યો છે તથા એ વિષય ઉપર એક મ્હોટો નિબંધ પણ લખ્યો છે.

# પ્રકરણ ત્રીજું.

**ગૃહસ્થાશ્રમ, ધર્મમત અને સંસાર સુધારાના પ્રયત્ન.**

મનુષ્યના સાંસારિક જીવનનો મુખ્ય આધાર એના સ્વભાવ, કુટુંબોની પ્રકૃતિ અને આર્થિક સ્થિતિ ઉપર રહેલો છે. વળી ઇશ્વરની પૂર્ણ કૃપા હોય અને બધાં કુટુંબીઓ નિરોગી અને દીર્ઘાયુષી રહે તો વળી ગૃહસ્થાશ્રમમાં વિશેષ સુખ જણાય છે. મનુષ્ય સ્વભાવની ખરી ખૂબી એના ગૃહસંસારમાં જણાઇ આવે છે.

શ્રી. ચિત્તરંજનદાસનું લગ્ન ઈ. સ. ૧૮૯૮માં વિજની રાજ્યના કારભારી શ્રીયુત વરદાહલધરની કન્યા વાસન્તી દેવી સાથે થયું છે. હિન્દુ ધર્મમાં સહધર્મિણીની જે વ્યાખ્યા આપી છે તે વાસન્તીદેવીને સંપૂર્ણ રૂપે લાગુ પડે છે. એ દુઃખમાં સ્વામીને ધીરજ આપનારાં, સાહિત્ય ચર્ચામાં સહયોગિની, ત્હેનાં કાવ્યોનાં નિષ્પક્ષપાત વાંચક અને વિવેચક તથા દેશ સેવાના વ્રતમાં એમનાં સહ કર્મિણી નીવડયાં છે. ટાપટીપ પસંદ નથી, સાદાં પોશાકમાં જ એ આપણું મસ્તક શ્રદ્ધાપૂર્વક નમાવવાનું મન થાય એવાં છે. એ આદર્શ ગૃહિણી છે. દિયેર તથા નણંદો પ્રત્યે એ ઘણો જ પ્રેમ રાખે છે. મ્હોટી ઉપાધિઓ ધરાવતાં નહીં હોવા છતાં પણ બંગાળી સાહિત્યનું એમનું જ્ઞાન ઊંચું છે. સંસ્કૃત સાહિત્ય સાથે પણ એમને પરિચય છે; અંગ્રેજી સાહિત્ય પણ એમણે સારી પેઠે વાંચ્યું છે. સ્ત્રી જાતિની ઉન્નતિને લગતી અનેક સંસ્થાઓ-સાથે ત્હેમને સંબંધ છે. બહાર પડીને બહુ ધાંધલ કર્યા વગર ચુપચાપ દેશ સેવા કરવાનું ત્હેમને ઘણું પસંદ છે. છતાં ૧૯૧૯માં અમૃતસર શહેરમાં ભરાયેલી આખા ભારત વર્ષની મહિલા પરિષદનું પ્રમુખસ્થાન દેશના આગ્રહને લીધે એમને સ્વીકારવું પડ્યું હતું. એ ભાષણમાં એમણે કહ્યું હતું કે "યાદ રાખજો કે આપણી આદર્શ સતીઓ સાવિત્રી અને સીતા છે. જરૂર જેવું જણાય તો વર્તમાન કાળને ઉપયોગી બનાવવા સારૂ એ ભારતીય આદર્શમાં સુધારો

કરી લેજો. પરન્તુ ભારતના એ સદાથી ચાલતા આવેલા આદર્શોનો નાશ કરવાનો પ્રયત્ન કરશો નહીં." કાયદાનો સવિનય ભંગ કરવામાં પતિ અને દેશની આજ્ઞાનું કેવી દઢતાથી એમણે પાલન કર્યું છે એ દેશને હવે સારી પેઠે જાણીતું છે.

ચિત્તરંજન કુટુંબ વત્સલ છે. ભાઈબ્હેનના શિક્ષણ અને ભરણ-પોષણનો ભાર એમણે જ એકલે હાથે ઉપાડયો છે. બન્ને સગાં ભાઈઓને વિલાયત મોકલી બેરિસ્ટર બનાવ્યા હતા, જ્હેમાંના એક ભર-જુવાનીમાં મરણ પામીને બન્ધુના શોકનું કારણ બન્યા છે, અને બીજા ભાઈ પ્રફુલ્લરંજનદાસ પટના હાઈ કોર્ટના ન્યાયાધીશ છે. એમનાં એક બ્હેન શ્રીમતી અમલાદાસ ગુપ્તા સંગીતનું ઊંચું જ્ઞાન ધરાવતાં હતાં, અને દુઃખી અનાથોની જાનના જોખમે પણ સેવા કરવામાં જીવન ગાળી, દેશ સેવા કરતાં કરતાં જ યુવાવસ્થામાં મરણ પામ્યાં છે. બીજાં એક બ્હેન વિધવા થયાં છે. આમ અનેક કુટુંબ કલેશમાં પણ ગીતાના આદર્શથી પ્રેરાયલા ચિત્તરંજન બધું સુખ દુઃખ લીલામય પ્રભુના હાથમાં સોંપી દઈને કર્મમય જીવન ગાળવામાં તલ્લીન રહ્યા છે.

માતાએ મૃત્યુ શય્યા ઉપરથી દીધેલા બોધને લીધે હિન્દુ ધર્મના સંસ્કારો ઉપર ત્હેમને શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી. માતાના મૃત્યુ પછી કેટલાક દિવસ ઘરમાં કીર્તન અને ગીતાના પાઠની ગોઠવણ કરી હતી. માતાના મૃત્યુ પછી છ મહિને એમને પિતાનો પણ વિયોગ થયો. ત્હાર પછી એમણે બ્રાહ્મ સમાજના દીક્ષિત સભા સભાસદોની યાદીમાંથી પોતાનું નામ કઢાડી નંખાવ્યું અને સંપૂર્ણ રૂપે હિન્દુ બનીને પ્રતિમા પૂજન કરવા લાગ્યા. હિન્દુ ધર્મ ઉપર આ પ્રમાણે શ્રદ્ધા હોવા છતાં પણ એ એના અંધ અનુયાયી નથી. જે અનેક બંધનો એ પવિત્ર ધર્મને વળગી રહ્યાં છે, જે રીતરિવાજો મનુષ્ય-ત્વને તિલાંજલિ આપતાં શીખવે છે ત્હેમને એ સ્વીકારતા નથી. સાંકળો અને બંધનો એમને કદી કબૂલ જ નથી. પછી ભલે તે મનુ-ષ્યના આપેલાં હોય કે સમાજના આપેલાં હોય. વરવિક્રય, પહેરામણી,

ન્યાતમાં ને ન્યાતમાં જ લગ્ન કરીને પસંદગીના ક્ષેત્રને ઓછું કરવું વગેરે હાનિકારક રિવાજોને એ ધિક્કારે છે. એકવાર વાતચીતના પ્રસંગમાં એમણે કહ્યું હતું કે "સમાજ ખરેખર મડદાલ જેવી થઈ ગઇ છે. એની તરફથી કાંઇ જવાબજ નથી મળતો. એનામાં કાંઇ જાનજ નથી રહી. કેટલીએ સ્નેહ લતાઓ અસાચારના મુખમાં આત્મ બલિદાન આપી ચુકી પરન્તુ છોકરાના પિતાઓની આંખ હજુ ઉઘડી નથી. હજુ પણ છોકરીના બાપને ઘરબાર વેચી સાટીને પણ છોકરીના હાથ પીળા કર્યે જ છુટકો છે." ટુંકામાં એ કે ચિત્તરંજન વૈદિક હિંદુ ધર્મનું અનુસરણ કરે છે. એક વૈદિક પંડિત પાસે પોતે વેદ ભણ્યા છે, અને એ ધર્મનો ખરો સાર હૃદયમાં ઠસાવ્યો છે. વિચારોને અમલમાં મુકતાં એ કદી સંકોચાયા નથી. પોતે વૈદ જાતિના છે. બંગાળામાં એ ન્યાત બ્રાહ્મણો કરતાં ઉતરતી ગણાય છે. પરન્તુ બ્રાહ્મણ કન્યા–વાસન્તી દેવી–સાથે પોતે લગ્ન કર્યું છે. એમને બે કન્યા અને એક પુત્ર છે. મ્હોટી કન્યાનું લગ્ન કાયસ્થ વર સાથે કર્યું છે. આ લગ્ન એમણે બ્રાહ્મ વિવાહ–કે સિવિલ મેરેજના કાયદા પ્રમાણે નહીં પણ સંસ્કૃત જાણનારા મ્હોટા મહા મહોપાધ્યાયોની સંમતિથી કર્યું છે. એમનો વિચાર તો એ લગ્નમાં બ્રાહ્મણ ગોરને પણ બોલાવવાનો નહોતો. ગમે તે ન્યાતના પણ શાસ્ત્રમાં ખૂબ પારાંગત હોય એવા વિદ્વાન પુરૂષો પાસે લગ્ન કરાવવાનો એમનો વિચાર હતો. પરન્તુ ભિન્ન ભિન્ન ન્યાતોમાં લગ્ન સંબંધ બાંધવો અને બ્રાહ્મણની શ્રેષ્ઠતાનો પણ ધાર્મિક સંસ્કારને અવસરે અનાદર કરવો એ બન્ને સુધારા એક સાથે શરૂ કર્યાથી જન સમાજ ભડકી ઉઠશે અને એમના ઉમદા હેતુઓ જલ્દી સફળ નહીં થાય એવી પત્ની વાસન્તી દેવીની સલાહને માન આપીને ત્હેમણે બ્રાહ્મણ પુરોહિતને હાથે જ એ લગ્ન કરાવ્યું હતું. વિચિત્ર વાતતો એ છે આ બધું રા. રા. વિઠ્ઠલભાઈ પટેલનું બિલ ધારા સભામાં રજુ થયું તે પહેલાં બની ચુક્યું હતું.

---

# પ્રકરણ ચોથું.

## પરોપકાર અને દાન.

દિલીપ રાજાના ચરિત્રનું વર્ણન કરતાં મહા કવિ કાળિદાસ ભારત વર્ષમાં જીવનનો આદર્શ કેવો હોય છે તે બતાવી ગયા છે. 'એનો ધન સંચય હતો ત્યાગની ખાતર, એ થોડા બોલા હતા સત્યની ખાતર, જયની ઇચ્છા હતી યશને માટે, અને ગૃહસ્થાશ્રમ ચલાવતા હતા પ્રજાનાં હિતને સારૂ' ચિત્તરંજનના જીવનનો પણ આ મૂળ મંત્ર છે. ત્હેમનું હૃદય ખરેખર બહુ કોમળ છે. દુઃખીઓનું દુઃખ જોઇને એમના હૃદયમાં કરૂણાની ગંગા વહે છે અને એમ થયાં કરે છે કે આ બિચારાનું દુઃખ નિવારણ કરવા હું શું કરૂં. સેંકડો બાળકોને અન્ન વસ્ત્ર પૂરાં પાડીને વિદ્યાભ્યાસની ગોઠવણ કરી આપી છે. કેટલાંએ અનાથ સ્ત્રી પુરૂષ પોતાના દુઃખની કહાણી એમની આગળ કહી સંભળાવીને પોતાની તંગી મટાડીને ઉપકાર સહિત પાછાં ફર્યાં છે, ત્હેનો હિસાબ કોઇએ રાખ્યો નથી. રામકૃષ્ણ અને વિવેકાનંદના ઉચ્ચ ભાવથી પ્રેરાયલા ચિત્તરંજન ગરીબોને 'નારાયણ' જ માને છે અને એ ગરીબોની સેવા કરવામાં ત્હેમને અત્યંત આનંદ મળે છે. દાન લેનારને જે આનંદ થાય છે ત્હેના કરતાં કેટલાંએ ગણો વધારે આનંદ સાચા દાતાને થાય છે.

દાન કરીને વખાણનાં બણગાં ફુંકાવવાની ઇચ્છા એમને જરા પણ નથી હોતી. એમનાં દાનની વાત એમનાં અંગતના સ્નેહીઓને કાને પણ નથી પહોંચવા પામતી. અનાથ તથા દુઃખીઓની સેવા

તરફ મૂળથી જ એમને વિશેષ પ્રીતિ છે. ઘણું ખર્ચ કરીને પુરૂલિયામાં પિતાની મ્હોટી હવેલીમાં એમણે અનાથ અને ગરીબોને સારૂ એક આશ્રમ સ્થાપ્યો હતો અને એમાં મહિને બે હજાર રૂપિયા એમના વપરાતા હતા. એમનાં બ્હેન અમલા એ આશ્રગનાં વ્યવસ્થાપક હતાં. આશ્રમવાસીઓનાં મળ મૂત્ર સાફ કરતાં પણ એ દયાળુ બાઇને સંકોચ થતો નહી, કે સુગ આવતી નહીં. એ બ્હેનના અકાળ મૃત્યુથી એ આશ્રમ બંધ કરવાવારો આવ્યો. ત્યારે એ આશ્રમના અનાથોને નવ દ્વીપમાં નિત્યાનંદ આશ્રમમાં આશ્રય અપાવ્યો, અને ચિત્તરંજને એ સંસ્થાને બે લાખ રૂપિયાનું ગુપ્ત દાન આપ્યું. કેટલાક સમય પછી એ આશ્રમના મંત્રીના મુખમાંથી એક ભાષણમાં એ વાત નીકળી ગઈ ત્યારે લોકો એમના ગુપ્ત દાનની કથા સાંભળીને વિસ્મય પામ્યા અને ત્હેમના પ્રત્યે શ્રદ્ધા દર્શાવવા લાગ્યા. ભવાનીપુરના આશ્રમને પણ એમની ઘણી મદદ હતી.

કેળવણીનો પ્રચાર માટે પણ એમણે ઘણું કર્યું છે, હાલમાં જ રાષ્ટ્રીય વિદ્યાલયને ત્હેમણે સર્વસ્વ આપી દીધું છે, પરન્તુ તે અગાઉ પણ એમણે છુટે હાથે ખર્ચ કર્યું છે. કલકતાની બ્રાહ્મ કન્યાશાળાનું મકાન બંધાવવામાં બેલગાછિયાની વૈદક પાઠશાળાની સ્થાપનામાં અને પોતાની ગામની અંગ્રેજી નિશાળમાં પણ એમણે ઘણી મદદ કરી છે. બંગાળાના સાહિત્ય સંમેલનનોને પણ એમણે પુષ્કળ સહાયતા આપી છે.

એ પોતે સાક્ષર છે, એટલે સાક્ષરોની કદર બુઝે છે, અને એમનો આદર પણ કરે છે. કેટલાયે દુઃખી સાહિત્ય સેવીઓને ગ્રન્થ છપાવવામાં એમણે મદદ આપેલી છે.

બંગાળાની હાલની દરિદ્રતા, ગંદકી તથા સ્વાસ્થહીનતા જોઇને ચિત્તરંજનનું હૃદય બહુ દુઃખ પામે છે. એમણે ઘણી વખતે નિરાશ

થઇને કહ્યું છે કે આવી દશા રહી તો બંગાળાનું નામ નિશાન નહી રહે. 'નારાયણુ' માસિકમાં એક વખત એમણે લખ્યું હતું કે, "આપણી બધી મુંઝવણોમાં સૌથી મ્હોટી મુંઝવણુ અન્નની છે. બધા પ્રકારના ભયંકર સામાજિક વિપ્લવોનું મૂળ કારણુ અન્નની આ મુંઝવણુ છે."

ગામડાઓનાં આરોગ્યની ઉન્નતિઓમાં કેળવણીનો પ્રચાર એ બાબત ઉપર ચિત્તરંજન વર્ષો થયાં એકાગ્ર ચિત્તે વિચાર કરી રહ્યા છે. વિક્રમપુર સંમિલની નામની એક સંસ્થા એમણે ગામડાઓની ઉન્નતિને માટે સ્થાપી છે.

ગામડામાં આરોગ્ય સુધારવું, કેળવણી ફેલાવવી અને ઘર બેઠે થાય એવા ઉદ્યોગો ચલાવવા એ સંસ્થાના ઉદ્દેશ છે.

ઈ. સ. ૧૯૧૯ ના આરંભમાં પૂર્વ બંગાળામાં ભયંકર દુકાળ પડયો તથા એજ વર્ષના છેવટના ભાગમાં મ્હોટી રેલ અને વંટાળીઆને લીધે બંગાળાને બહુજ મ્હોટું નુકશાન થયું, એ વખતે ચિત્તરંજન પોતાની કમાણીની પરવા પણુ છોડી દઇને સંકટ નિવારણનું કામ કરવા જાતે નીકળી પડયા હતા. અને બહુજ વ્યવસ્થા પૂર્વક લોકોને મદદ પહોંચાડી હતી. એ વખતે દુઃખીઓની ખાતર એ વૈભવશાળી બેરિસ્ટરને ગાડાંઓમાં બેસીને ગામડાંઓમાં જવું પડયું હતું. એ સંકટના સમયમાં ગરીબ મહેનતુ લોકોને થોડી થોડી મુંજી આપીને ગૃહ ઉદ્યોગ શરૂ કરવાની સગવડ પણુ એમણે કરી આપી હતી.



# પ્રકરણ પાંચમું.

## રાજનૈતિક જીવનનો આરંભ.

ચિત્તરંજનના રાજ્યદ્વારી વિચારો ઉચ્ચ પ્રકારના સમાજ પ્રેમ ઉપર રચાયલા છે. ઉતરતા વર્ગના, અભણ દેશવાસીઓને કેળવીને ઊંચા દરજ્જાના પુરૂષોની બરોબર બનાવવા તથા બધાને સમાજમાં એક પાયરીએ આણવા એ એમનો ઉદ્દેશ્ય છે. વિદ્યાર્થી અવસ્થામાં જ ત્હેમણે રાજદ્વારી બાબતોમાં થોડા ઘણો રસ લીધો હતો, પણ ધંધાની શરૂઆતમાં રાજનીતિની બાબતોમાં એમનાથી જાણવા યોગ્ય ભાગ લેવાયો નહોતો. ઈ. સ. ૧૯૧૭ માં એમની ગણત્રી બંગાળાના આગેવાનોમાં થવા માંડી. એ પહેલાં સુરેન્દ્રનાથ બંદોપાધ્યાય બંગાળાના તાજ વગરના રાજા હતા. આખા ભારત વર્ષમાં એમની પ્રતિષ્ઠા હતી. એમના ભાષણના રણકા વગર હજુ પણ કેટલાકને કોન્ગ્રેસ ફીકી લાગે છે. દેશને માટે જ્હેમણે અનેક બલિદાન આપ્યાં હતાં એવા એ દેશનાયકના વિચારો યુરોપના યુદ્ધ પછી બદલાઇ ગયા. સરકારે મોંટેગ્યુચેમ્સફર્ડના સુધારાની યોજના બહાર પડી. એને અંગે દેશના આગેવાનો એને ભારતની મુક્તિનું સાધન—સ્વરાજનું પગથીઉં ગણવા લાગ્યા. સુરેન્દ્રનાથ બાબુ સરકારના પક્ષમાં ગયા અને એમના હાથ મજબુત બનાવવા પ્રધાનપદ પણ સ્વીકાર્યું. ૧૯૧૭માં કલકત્તામાં કોન્ગ્રેસ ભરાઇ. એ વખતે સુધારાની યોજના રજુ નહોતી કરવામાં આવી. પણ એના સંબંધમાં આગેવાનોમાં બે દળ જરૂર બન્યા હતા. પાછળથી સુધારાની યોજના બહાર પડી. મુંબાઇમાં વધારાની કોન્ગ્રેસ ભરાઇ અને ત્હેણે એ યોજનાને અસંતોષ અને અધુરી કહી. ત્હાર પછી દિલ્હીમાં શ્રીમાન્ માલવીયજીના પ્રમુખ પદ નીચે કોન્ગ્રેસ મળી ત્હેણે સુધારાના ખરડાનો એથી પણ વધારે તિરસ્કાર કર્યો. અમૃતસર કોન્ગ્રેસમાં પણ લગભગ એજ નીતિ રહી અને ત્હેણે જવાબદારીવાળું

પ્રતિનિધિ શાસન મેળવવાની ઇચ્છા પ્રગટ કરી. આખરે નાગપુરમાં સ્વરાજને જ આપણું લક્ષ્ય બનાવવામાં આવ્યું અને અસહયોગ તથા સ્વદેશી વ્રતને રામબાણ ઇલાજ તરીકે જાહેર કરવામાં આવ્યા. દેશ રાજદ્વારી બાબતોમાં આમ અણધારી રીતે આગળ વધવા લાગ્યો એટલે જુના આગેવાનો થંડા પડતા ગયા. કાયર બની હેમણે પાછી પાની કરી. કેટલાક તટસ્થ રહ્યા, કેટલાએ વિરોધી પક્ષનો આશ્રય લીધો. હવે બંગાળાને એવા આગેવાનોની જરૂર હતી કે જે ઉત્સાહી હોય, અને ત્યાગી હોય. લોકોની નજર ચિત્તરંજન ઉપર ઠરી. એમને ખાત્રી થઇ કે આ દેશ બન્ધુ, બેનરજી મહાશયે મઝધારમાં ડુબાડવા ધારેલી આપણી નૌકાને કિનારે પહોચાડશે. ઇ. સ. ૧૯૧૭માં બંગાળાની પ્રાન્તિક પરિષદ ભરાઇ હેના પ્રમુખનું પદ એમને આપવામાં આવ્યું. એ વખતે એમણે પ્રમુખ પદેથી બંગાળીમાં જે ભાષણ આપ્યું હતું હેનું નામ એમણે 'બંગાળાની કથા' રાખ્યું હતું. દેશની ખરી સ્થિતિ, ગુણદોષ બતાવી ભવિષ્યની ઉન્નતિ માટે ઘણા ઉપાયો એમાં બતાવ્યા છે.

ભારત વર્ષ હમણાં જ સંપૂર્ણ સ્વરાજ મેળવવાને યોગ્ય છે અને એ જન્મ સિદ્ધ હક એને મળવો જ જોઇએ એવું સાબિત કરવાને એમણે બંગાળામાં ગામેગામ ફરીને ભાષણો આપ્યાં. આથી એમની આવકને ઘણું નુકસાન થયું. પણ એની એમણે પરવા ન કરી. સ્વરાજ સંબંધી એમની ભાવના હેમના નીચેના વચનથી સ્પષ્ટ જણાઇ આવે છે. "આ સ્વરાજ્ય હિન્દુઓનું નહીં હોય, એ મુસલમાનોનું સ્વરાજ્ય નહીં હોય, જમીનદારોનું સ્વરાજ્ય નહીં હોય, એ તો થશે આખા બંગાળાનું પ્રજાતંત્ર સ્વરાજ્ય, એમાં બધાના સ્વાર્થનું સમાનતાથી રક્ષણ થશે, અને અત્યારે જે લોકો સમાજમાં આપણે હાથે રીબાય છે હેમને કહેવું પડશે કે આવું સ્વરાજ્ય જેટલું જલદી સ્થપાય તેટલું વધારે સારૂં. એ જવાબદારીવાળા સ્વરાજ્યમાં એમનામાં એવી શક્તિ આવશે કે તેઓ બધા જુલ્મોની સામે થઇ શકશે."

# પ્રકરણ છઠું.

## સત્યાગ્રહની હિલચાલ.

ઈ. સ. ૧૯૧૭ માં ભારત સરકારે રાજવિદ્રોહને રોકવાને સારૂ એક કમિશન બેસાડયું. ત્હેના પ્રમુખ રોલેટ નામના એક અંગ્રેજ ન્યાયાધીશ હતા. કમિશને ઇ. સ. ૧૯૧૮ માં એવો રિપોર્ટ કર્યો કે હાલનો સાધારણ ફોજદારી કાયદો રાજ્યદ્રોહને રોકવાને પુરતો નથી માટે એક નવો વધારે સખ્ત કાયદો પસાર કરવો જોઇએ. એ કાયદા પ્રજાને માટે કેટલા દુઃખરૂપ અને અપમાનકારક હતા તે બધાને જાણીતું છે. કોઇપણ વખતે કોઇપણ સ્થાનમાં ભારતરક્ષાનો કાયદો લાગુ પાડવાની સત્તા પ્રાન્તિક સરકારને આપવાની એમાં જોગવાઈ હતી. એ કાયદાથી પ્રાન્તિક સરકારને કોઇપણ માણસને વગર તપાસે પકડવાની સત્તા હતી. વગેરે ઘણા દુષણો એમાં હતા. આપણી સ્વમાન ની લાગણીને એ કાયદાથી મ્હોટો ધક્કો પહોંચ્યો. આખા ભારતવર્ષે એ કાયદાનો વિરોધ કર્યો. ધારાસભાના પ્રજાપક્ષના બધા સભાસદોએ એ કાયદા પ્રત્યે તિરસ્કાર બતાવ્યો, પણ સરકાર તો એકની બે થઈ નહિ. એણે તો દેશની ઇચ્છાને પગતળે કચડી નાંખીને ૧૯૧૯ માં એ કાયદો પસાર કર્યો. હવે મહાત્મા ગાંધીજીએ રોલેટ બિલની વિરૂદ્ધ સત્યાગ્રહનો પ્રચાર કર્યો; અને જણાવ્યું કે આ બન્ને કાયદાઓ સ્વતંત્રતા અને ઇનસાફના વિરોધી છે, તથા મનુષ્યના જન્મસિદ્ધ હક્કનો નાશ કરનારા છે. મનુષ્યના વ્યકિતગત સ્વાભાવિક અધિકાર ઉપરજ જાતિ અને રાજ્યના ભલાનો આધાર છે. ત્હેમણે એ કાયદાઓનો તેમજ બીજા જે કાયદાના સંબંધમાં જરૂર જણાય ત્હેનો સવિનય ભંગ કરવાનો નિશ્ચય કર્યો. ત્યાર પછી માર્ચ માસમાં મહા-

રમા ગાંધીજીએ જાહેર કર્યું કે રોલેટ કાયદા પસાર થાય ત્યારપછીના રવિવારે લોકોએ અપવાસ કરી પોતાના ધર્મની રીત પ્રમાણે ઇશ્વર ભજનમાં વખત ગાળવો; તથા પોતાનું દુઃખ દીનબન્ધુ ભગવાનને જણાવવું. ખરી વાત છે, ગરીબની હાય ભગવાન વગર કોણ સાંભળે એમ છે! સત્યાગ્રહ વ્રત પાલન સારૂ ઠેકાણે ઠેકાણે હડતાલ પાડવામાં આવી. ચિત્તરંજનદાસે એજ અરસામાં સત્યાગ્રહ વ્રતનો સ્વીકાર કર્યો. અને એના સમર્થનમાં કલકત્તામાં ભાષણો આપ્યા.

પ્રજાનો આ સવિનય નિરાદર સરકારથી સહન થઈ શક્યો નહિ. સત્યાગ્રહની આ હિલચાલ ચાલીજ રહી હતી એવામાં દિલ્હી, અમદાવાદ, કલકત્તામાં જે ન્હાનાં છમકલાં થયાં તે બધાંની જાણમાં છે. અમૃતસરમાં, જલિયાનવાળા બાગમાં ડાયર, ઓડવાયર વગેરે સાહેબોએ ભાષણ સાંભળવા એકઠા થયેલા નિઃશસ્ત્ર ભારતવાસીઓ ઉપર કાળો કેરજ વર્તાવ્યો. પંજાબના એ અત્યાચારોની તપાસ કરવા સરકારે એક કમિશન નીમ્યું. પણ એ કમિશને સાચી અને પુરી તપાસ ન કરી, આથી કરીને કોન્ગ્રેસે પોતાના વિશ્વાસુ ન્યાયી આગેવાનોની એક કમિટી પંજાબના અત્યાચારોની તપાસ કરવા નીમી. ચિત્તરંજન એ કમિટીના સભાસદ હતા અને ઘણો પરિશ્રમ તથા નુકશાન વેઠીને એ કાર્ય પાર પાડ્યું હતું. એ કમિટીનો રિપોર્ટ વાંચવા લાયક છે.



# પ્રકરણ સાતમું.

## ખિલાફત.

એક તરફ તો સરકારે પંજાબના મામલામાં ગેરઇન્સાફ કરીને પ્રજાને દુઃખી કરી જ હતી, વળી બીજી તરફ એક એવો બનાવ બન્યો કે જેથી મુસલમાન દુનિયામાં વિશેષ અસંતોષ ફેલાયો, ઘણા વર્ષોથી તુર્કસ્તાનના સુલતાન સુન્ની મુસલમાનોના ખલિફા મનાય છે. એ એમના ધાર્મિક આગેવાન છે. દરેક મુસલમાન પ્રાર્થનામાં એના મંગલને માટે પ્રાર્થના કરે છે. તુર્કસ્તાન મુસલમાનોના રાજ્યોમાં સૌથી પ્રબળ અને મ્હોટું રાજ્ય છે. પડોશના ખ્રિસ્તી રાજ્યો સદા એને ખાઇ જવા તૈયાર રહે છે, પરન્તુ અત્યાર સુધી ઇંગ્લેન્ડ, ફ્રાન્સ અને રૂશિયા માંહોમાંહે લડતા રહ્યા એટલે તુર્કસ્તાન સુરક્ષિત રહ્યું, છેલ્લા યુરોપિય યુદ્ધમાં એ ત્રણે રાજ્યો મિત્ર બન્યા અને તુર્કસ્તાને એમના શત્રુ જર્મનીનો પક્ષ લીધો. ભારતની સરકારને ભારત વર્ષના મુસલમાન સિપાહીઓની મદદ વગર યુદ્ધમાં ચાલે એમ નહોતું. એટલે વાઇસરોયે સ્પષ્ટ શબ્દોમાં હિન્દુસ્તાનના મુસલમાનોને ખાત્રી આપી કે યુદ્ધનું પરિણામ ગમે તે આવશે પણ ખિલાફતના ધાર્મિક સવાલમાં સરકાર હાથ નહી નાખે, અને મુસલમાનોની એ પવિત્ર ભૂમિ પરધર્મીઓના હાથમાં કદાપિ નહીં જાય, એ વચન ઉપર વિશ્વાસ રાખી ભારતના મુસલમાનોએ સરકારને હર્ષ પૂર્વક મદદ આપી. એમની મદદથી યુદ્ધમાં અંગ્રેજ સરકારનો વિજય થયો. પણ મુસલમાનોને બદલો શો મળ્યો?

અત્યાર સુધી ઇઝાઝ અર્થાત્ મક્કા અને મદીનાની પાસેનો દેશ સુલતાનના તાબામાં હતો, મક્કામાં 'શરીફે મક્કા' ની ઉપાધિ ધરાવનારો એક ધર્માધિકારી રહેતો હતો. યુદ્ધના સમયમાં એ અંગ્રેજોની મદદથી સ્વતંત્ર થઇ ગયો. ઇરાક તુર્ક રાજ્યનો એક ભાગ

હતો ત્હેને અંગ્રેજોએ જીતી લીધો અને પોતાના તાબા નીચે એક આરબ રાજ્ય ત્હાં આગળ સ્થાપ્યું. આ પ્રમાણે ફ્રાન્સે સિરિયામાં એક બીજા આરબ રાજ્યની સ્થાપના કરી. મિસર અત્યાર સુધી તુર્કી રાજ્યનો એક અંગ હતું, જો કે દિવસે દિવસે અંગ્રેજોનું ચલણ ત્હાં વધતું જતું હતું. યુદ્ધ શરૂ થતાંજ સરકારે કહ્યું કે તુર્કસ્તાનને મિસર સાથે કાંઈ લેવા દેવા નથી.

પોતાની ધાર્મિક ભૂમિની આવી અન્યાયી વ્હેંચણી થતી જોઇને ભારતના મુસલમાનોના હૃદયને ઉંડો ઘા લાગ્યો. એમણે મૌલાના મહમદઅલીની આગેવાની નીચે પોતાનો પક્ષ સમર્થન કરવા સારૂ એક ડેપ્યુટેશન વિલાયત મોકલ્યું પણ વળ્યું કાંઇ નહી. મુસલમાનોની રાજ નૈતિક અને ધાર્મિક આકાંક્ષાઓ ઉપર પાણી ફરી વળ્યું. પરંતુ ઇશ્વિર જે કરે છે તે સારૂં જ કરે છે. અત્યાર સુધી મુસલમાનોને સરકાર ઉપર બહુ વિશ્વાસ હતો. તન મન ધનથી તેઓ સરકારને મદદ આપતા હતા. કોન્ગ્રેસ જેવી સંસ્થાઓમાં પણ એમનામાંથી ગણ્યાં ગાંઠયા મહા પુરૂષો જ કામ કરતા હતા, પરન્તુ આ પ્રસંગથી સરકારનું ખરૂં સ્વરૂપ એમને સમજાયું. પરન્તુ આવી આકુળતાને સમયે એમને શાંત ચિત્તાવાળા સલાહકારની જરૂર હતી. મહાત્મા ગાંધી એમની વ્હારે ધાયા. એમણે ખિલાફતના પ્રશ્નને અપનવ્યો. આ આપ્તની વખતે હિન્દુઓની ફરજ મુસલમાનભાઇઓની પડખે ઉભા રહેવાની છે એ આગ્રહ પૂર્વક સ્હજાવ્યું. હવે હિન્દુ આગેવાનો એ સવાલમાં રસ લેવા તથા ખિલાફતનો પક્ષ સમર્થન કરી હિન્દુ મુસલમાન એકતા સાધવા લાગ્યા.

આ શુભ કાર્યોમા ચિત્તરંજને પણ મહાત્માજીને મદદ આપી. એમણે એ સંબંધી વ્યાખ્યાનો આપ્યાં. આસામની પ્રાંતિક ખિલાફત સભામાં એમણે એ સંબંધી આપેલું વ્યાખ્યાન ખાસ વાંચવા લાયક છે. એનાંના થોડાક વાક્યો હમે અત્રે ઉતારીશું.

'મુસલમાનોના રાજ્યમાં હિન્દુ મુસલમાનોમાં જાતિ સંબંધી

વિરોધ ન હતો. હજુ પણ હૈદરાબાદમાં હિન્દુ પ્રજા અધિક હોવા છતાં રાજા મુસલમાન છે અને કાશ્મીરમાં જ્યાં મુસલમાન પ્રજા વધારે છે ત્યાં રાજા હિન્દુ છે. ત્યાં હિન્દુ મુસલમાનોમાં વિરોધ નથી થતો. વિરોધની ઉત્પતિ થઇ અંગ્રેજી રાજ્યમાં. પરંતુ આજ ભારત માતાના બંને સંતાનો હિન્દુ મુસલમાનો—સ્હમજી ગયા છે કે બન્નેનો સ્વાર્થ એક છે. વિદેશીઓનો સ્વાર્થ બન્નેથી જુદો છે.

મુસલમાનોના ધર્મ ઉપર અત્યારે જે ઘા થઈ રહ્યો છે તેથી આજે હિન્દુઓને દુઃખ થયું છે. મુસલમાનોની પેઠે હિન્દુઓને માટે પણ આ ધર્મની વાત છે. હિન્દુઓનો ખરો ધર્મ એજ છે કે કોઇના ધર્મને પીડા ન કરવી અને પીડા પામનારાને પીડનારાના હાથથી છુટવામાં મદદ આપવી." ખિલાફતના પ્રશ્નનો સાચો નિર્ણય તો સ્વરાજ્ય દ્વારાજ આવશે એ સ્હમજાવતાં એમણે કહ્યું હતું. "આપણા ઘરમાંજ આપણું માન નથી સાચવી શકતા. પોતાના દેશમાંજ આપણે પશુની પેઠે રહેવું પડે છે તો આપણું માન, આપણો ધર્મ કેવી રીતે સચવાશે? એનો એકજ ઉપાય સ્વરાજ્ય છે. સ્વરાજ્ય આપણે વીર પુરૂષની પેઠે પ્રાપ્ત કરવું પડશે. મનુષ્યની પેઠે સ્વરાજ્યને ભોગવવું પડશે. એ સ્વરાજ્યમાં મુસલમાનો વગર અડચણે ઇસલામ ધર્મ અને કર્મનું પાલન કરશે, હિન્દુ પોતાના ધર્મ કર્મનું સાધન કરશે, અને બન્ને શાંતિ પૂર્વક સુખ પૂર્વક, સન્માન સહિત, સાથે રહી શકશે. હિન્દુ મુસલમાન બધાએ એકઠા મળી આ મહા યજ્ઞમાં પુજારી બનવું પડશે. ક્ષુદ્ર સ્વાર્થનું બલિદાન આપીને પોતાના ધર્મના રક્ષણ સારૂ આત્મિક બળ એકઠું કરવું પડશે. વર્તમાન આંદોલન એજ આત્મબળ સંગ્રહ કરવાની તૈયારી છે. એ તૈયારીમાં આપણી બધી ખામીઓને દૂર કરવી પડશે. નૂતન જીવનની સ્નિગ્ધ ઉષામાં ભગવાનનો આશીર્વાદ માથે ચ્હડાવીને ગહન પંથ ઉપર યાત્રા કરીને મૃત્યુને જીતવું પડશે."



# પ્રકરણ આઠમું.

## અસહકાર અને દેશસેવામાં તન, મન, ધન સમર્પણ.

દેશમાં કેવી અશાન્તિ ફેલાઇ રહી હતી તે આપણે આગળ જોઇ ગયા છીએ. હિન્દુ મુસલમાન બન્ને, બન્ને શા માટે શિખ, જૈન અને સ્હમજદાર પારસી સર્વે અસંતુષ્ટ હતા, દેશની બ્હાર ભારતવાસીઓને હલકા ગણી ત્હેમની સાથે બહુ હલકી વર્તણુંક ચલાવવામાં આવતી હતી. ઈ. સ. ૧૯૨૦ ના સપ્ટેમ્બરમાં કલકતામાં કોન્ગ્રેસની ખાસ બેઠક લાલા લાજપતરાયના પ્રમુખપદ નીચે મળી. એ બેઠકમાં ગાંધીજીનો અસહકારનો ઠરાવ રજુ થયો. સંપૂર્ણ સ્વરાજ પ્રાપ્ત કરવા અને સરકાર સાથેનો સહકાર છોડી દેવા માટે લોકોને તૈયાર કરવા, રાષ્ટ્રીય નિશાળો અને કોલેજોની સ્થાપના, લવાદી કોર્ટોની સ્થાપના, સરકારી ખિતાબો અને વગર પગારની (ઓનરરી) નોકરીઓનો ત્યાગ સરકારી લેવી અને દરબારનો ત્યાગ, મજુરોના મંડળો સ્થાપવા ધીમે ધીમે યુરોપિયનોની બેંકોમાંથી ભારતવાસીઓની પુંજી ઉપાડી લેવી, ભારત વર્ષની બહાર સીપાહીઓ, કારકુનો અને મજુરોને સરકારી નોકરીમાં ન મોકલવા, સ્વદેશીવ્રતનું પાલન કરવું એવા એ ઠરાવના ઉદ્દેશ્ય હતા.

કલકત્તાની મહાસભામાં ચિત્તરંજન રાષ્ટ્રીય વિદ્યાલયો અને લવાદી કચેરીઓની સ્થાપનાની વિરૂદ્ધ હતા. નાગપુરમાં પણ એ સંબંધી ઠરાવમાં સુધારો કરાવવાના વિચારથી પોતે ગયા હતા, પણ મહાત્માજીની સાથે વાતચીત કર્યા પછી ત્હેમનો અભિપ્રાય બદલાયો અને અસહકારની નીતિના એ પૂરા પક્ષપાતી બન્યા, અને બીજા દિવસની બેઠકમાં ત્હેમણે જ અસહકારનો ઠરાવ રજૂ કર્યો. ઘણા લોકો એમને બીજા વકીલ બેરિસ્ટરના જેવા ઢોંગી, વાક્યવીર ધારતા હતા,

પણ જ્યારે એમણે ગદ્ગદ્ સ્વરે કહ્યું કે, હું આજે જે કાંઈ બોલીશ તે કાલે કરી બતાવીશ, જીંદગીમાં કદી પણ મ્હેં કરણી અને કહેણીમાં ફેર પડવા દીધો નથી, ત્યારે આખી સભાએ શાંત ચિતે ત્હેમનું ભાષણ સાંભળ્યું. નાગપુરની કોંન્ગ્રેસથી પાછા ફરીને સ્વદેશ પ્રેમી ચિત્તરંજને માતૃભૂમિ હિન્દને જ જીવન સમર્પણ કરી દીધું. મહિને અડધા લાખ રૂપિયાની આવક ને બેરિસ્ટરનો ધંધો છોડી દઇને સાચા અસહકારીપણું સાબિત કરી આપ્યું, તથા મહાત્મા ગાંધીજીના ઉપદેશને અનુસરી દેશ સેવા કરવા ઝંપલાયા. આવા સ્વાર્થત્યાગી કર્મવીરને આખો દેશ નેતા માને એમાં આશ્ચર્ય શું ?

એ અઢી વર્ષ પૂર્વે ચિત્તરંજન ડુમરાવના રાજાના મુકદ્દમામાં ઘણી મ્હોટી ફી લઇને બેરિસ્ટર તરીકે રોકાયા હતા તે વખતે એક સંન્યાસીએ ત્હેમને કહ્યું હતું કે 'તમે આ ભોગવિલાસ અને સાહેબીનો એકાદ વર્ષમાં જ પરિત્યાગ કરીને સંન્યાસી થશો, એ વખતે એ વિલાસી બેરિસ્ટર આવો સંપૂર્ણ ત્યાગ કરશે એવું કોઇએ ધાર્યું નહોતું અને બધા હસ્યા હતા. વિધાતાએ સાધુનું વચન ફલિભૂત કર્યું છે. ખરેખર ચિત્તરંજન સાચા સન્યાસી થયા છે. મૂલ્કની ખાતર ત્હેમણે ફકિરી લીધી છે. એટલું જ નહીં પણ કઠિન તપશ્ચર્યા પણ આદરી છે. એમના આ ત્યાગની અસર ઘણી મ્હોટી થઇ હતી. એ વખતે બંગાળાની કોલેજોમાંના ઘણા વિદ્યાર્થીઓ સરકારની સાથે સંબંધ ધરાવનારી સંસ્થામાંથી ઉઠી જઇને રાષ્ટ્રીય વિદ્યાલયમાં અને દેશ સેવાના કાર્યમાં જોડાયા હતા.

તિલક સ્વરાજ્ય ફંડમાં શરૂઆતમાં બંગાળાએ બહુ થોડો ફાળો આપ્યો હતો. પણ એમણે રાતદિવસ મહેનત કરીને પંદર લાખ રૂપિયા એકઠા કરવાનું વચન આપ્યું હતું. મહાત્માજી એક કરોડની ધારેલી રકમ પૂરી નહિ થાય એ શંકાથી થોડીકવાર સુધી નિરાશ થયા હતા, પરમાત્માએ એ સુદામાપુરીના સંતની હુંડી ન શીકારી એમ માની બધા ઉદાસ થયા હતા, એ વખતે બંગાળાએ આપેલી

મ્હોટી મદદનો તાર ચિત્તરંજન તરફથી આવતાં મહાત્માજી તેમજ આખા દેશના હૃદયમાં નવોજ ઉત્સાહ આવ્યો હતો.

રાષ્ટ્રિય શિક્ષણ સંબંધી હિલચાલ ચિત્તરંજન કરી રહ્યા હતા ત્યારે કલકત્તા યુનિવર્સિટીના કર્તાહર્તા સર આસુતોષ મુખોપાધ્યાયે કહ્યું હતું કે એક કરોડ રૂપિયા આપો તો હું કલકત્તા યુનિવર્સિટીને સરકારના હાથમાંથી છોડાવીને રાષ્ટ્રિય બનાવી દઉં. એમણે કહ્યું હતું કે સર આસુતોષ પાકો વાયદો કરે તો હું એક કરોડ રૂપિયા એકઠા કરવાનું માથે લેઉંછું. પણ ત્યાં તો મુત્સદ્દીના દાવપેચ સિવાય બીજું હતુંજ શું કે કાંઈ વળે!

એકવાર માઈમિનસિંહના કલેકટરે એમને ૧૪૪ કલમ મુજબ ભાષણ ન આપવાનો હુકમ કહાડ્યો હતો. એ વખતે મહાસભાએ સત્યાગ્રહ અને કાયદાના સવિનયભંગની આજ્ઞા નહોતી આપી એટલે એ હુકમનું પાલન કર્યું. પાછળથી સરકારે એ હુકમ પાછો ખેંચી લીધો

## પ્રકરણ ૯ મું.

## ઉપસંહાર.

દેશ બન્ધુ ચિત્તરંજનની અનેક સેવાઓની કદર કરવામાં દેશ પછાત રહ્યો નહીં. અમદાવાદમાં ભરાનારી ૩૬ મી મહા સભાના પ્રમુખનું ગૌરવ ભર્યું પદ એમને આખા દેશની સંમતિથી આપવાનું ઠરાવવામાં આવ્યું. એ મહાન્ દેશ સેવા કરવા પોતે તૈયારી કરી રહ્યા હતા. મુંબાઈમાં તોફાન થઈ ગયા પછી મહાત્માજી અને બીજા દેશ નાયકો સાથે વાતચીત કરવા જતી વખતે, બારડોલીને વર્તમાન સમયનું કુરૂક્ષેત્ર કહીને હતાશન થતાં અવિનય કાયદાના નિરાદર માટે લોકોને તત્પર થવાની શિખામણ દીધી હતી. આ નાતાલના દિવસોમાં

અમદાવાદમાં પધારી ગુજરાતને એમના દર્શન અને ભાષણનો લાભ આપવાના હતા. પણ સરકારે એમને માટે એથી પણ મ્હોટું માન તૈયાર કરી રાખ્યું હતું. ચિત્તરંજન વૈષ્ણવ છે. વૈષ્ણવો કૃષ્ણ ભક્ત છે. એટલે કૃષ્ણ ભગવાનની જન્મ ભૂમિ કારાગારની પવિત્ર યાત્રા એકાદ વખત ન કરી આવે ત્હાં સૂધી એ મહા સભાના પદને માટે પૂર્ણ રૂપે યોગ્ય ન ગણાય એથી જ જાણે સરકારે એ પ્રસંગ પણ પૂરો પાડયો.

દેશ વાસીઓની મરજી વિરૂદ્ધ નોકરશાહીએ પોતાનો ટેક રાખવા સારૂ, પ્રિન્સ ઑફ વેલ્સને હિન્દુસ્તાનમાં નોતર્યા. એ પ્રસંગે એ ઉત્સવમાં શામેલ ન થતાં હડતાળ પાળવા, અને સ્વદેશી વસ્ત્રનો જ ઉપયોગ કરવા ચિત્તરંજન અને એમનું આખું કુટુંબ ગુંથાયું. એ અરસામાં ચિત્તરંજનદાસે બંગાળીઓને અગત્યના સંદેશો આપ્યા હતા. તા. ૨ જી ડીસેમ્બરે સરકારની વર્તમાન નીતિને ઉદ્દેશીને એમણે લખ્યું હતું "આપણી ફરજ ચોકખી દેખાઇ આવે છે. રાષ્ટ્રીય મહાસભાએ ઠરાવ્યું છે કે સ્વરાજ્ય એજ આપણું એક માત્ર ધ્યેય છે અને એ ધ્યેય–એ મકસદે મંઝિલ–પહોંચવાનો એકજ રસ્તો અસહકાર છે. નોકરશાહી ગમે તે કરે પણ બંગાળાના નેશનાલિસ્ટો–રાષ્ટ્રવાદીઓ પોતાનો આદર્શ વિસરી યકશે નહીં. બંગાળી લોકોની અત્યારે કસોટી થઇ રહી છે. જય પરાજય અત્યારે બિલકુલ એમના હાથમાં છે. હું મ્હારા દેશ બન્ધુઓને ધીરજ ધરવાનું કહું છું. હું એમને પ્રાર્થના કરૂં છું કે એમણે બધા સંકટોને હસતે મ્હોએ સહન કરવાં, હું એમને પોકારીને કહું છું કે મહાસભાએ ફરમાવેલા પવિત્ર કાર્યનો પરિત્યાગ કરશો નહીં. આપણે સ્પષ્ટપણે સહમજવું જોઇએ કે દેશને માટે કામ કરનાર દરેક જણ પછી તે જુવાન હોય કે વૃદ્ધ હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય મહાસભાનો સ્વયં સેવક છે. હું આશા રાખું છું કે થોડા દિવસોમાં આ પ્રજામાંથી દસ લાખ સ્વયં સેવકો કામ કરવા બહાર પડશે. આપણું કાર્ય પવિત્ર છે. આપણી કાર્ય પદ્ધતિ

શાન્ત અને જોર જુલમ નહીં કરવાની છે. ત્હમને શું એમ નથી લાગતું કે દેશની સેવા એજ પ્રભુ સેવા છે. હું ત્હમને એ વાત સ્મરણમાં રાખવાનો આગ્રહ કરૂ છું કે આ પૃથ્વી ઉપરની કોઇ પણ સરકારને પ્રભુ સેવાની આડે આડે આવવા દેવાય જ નહીં. ત્હેમની આ અપીલ નિષ્ફળ ગઇ નહીં. અનેક બંગાળી યુવકોએ સ્વયં સેવકો તરીકે નામ નોંધાવ્યા. ત્હાર પછી પંજાબની સરકારે મહાસભા અને ખિલાફત સ્વયં સેવક મંડળને ગેરકાયદે ગણીને પંજાબ કેસરી લાલા લાજપતરાયને મહા સભાની વ્યવસ્થાપક સમિતિની બેઠકમાં કામ કરતાં પકડયા તે વખતે શ્રી ચિત્તરંજને તા. ૭ મી ડીસેમ્બર ૧૯૨૧ ને દિને બીજો સંદેશો બહાર પાડયો.

"લાલાજીને પકડવામાં આવ્યા છે. આ બનાવ આપણી લડતના ઇતિહાસમાં નવો યુગ શરૂ થયાનું સૂચવનારો છે. મ્હારે હિસાબે તો ધરપકડ અર્થસૂચક છે. નોકરશાહી આપણી પ્રવૃત્તિની સફળતાથી હવે અકળાઇ છે. એણે પોતાનો મિજાજ ખોયો છે અને હવે એના ધમપછાડા શરૂ થયા છે. આજલગી એ ઘણેભાગે ઓથે રહીને ઘા કરતી હતી; હવે એણે બધો સંકોચ કોરે મેલી સીધો હુમલો આરંભ્યો છે. આ સીધો ઘા છે. લાલાજી રાષ્ટ્રીય મહાસભાના એક સ્થંભરૂપ છે. એમના ઉપર ઘા કરીને સરકારે મહાસભા ઉપર જ ઘા કર્યો છે.

હું આ સીધા હુમલાને વધાવી લઉંછું. આ મહાસભા અને નોકરશાહી વચ્ચેની ખુલ્લી કુસ્તી છે; અને મહાસભાનું વર્ષ પૂરૂં થવા આવ્યું છે એ વેળાએ આ ફેડચો થઇ જાય એ તદ્દન ઇચ્છવા જોગ છે.

બંગાળમાં પણ ધરપકડોની તંગી નથી રહી. પીર બાદશાહ મીયાંને અને ડાકટર સુરેશને હાથકડી કરી એકી સાંકળે બાંધી લઇ જવામાં આવ્યા, કે હિન્દુમુસલમાન બન્નેની બેડીઓ અને બન્નેને એક કરનારી એકતાની સાંકળનું દુનિયાને સચોટ રીતે ભાન થાય. શ્રી૦ સેનગુપ્તે જેલમાં જઇ ચિતાગોંગનું પાણી અને જીત સિદ્ધ કરી આપ્યાં છે. બીજા લોકપ્રિય અધ્યાપક નૃપેન્દ્રે તે જ માન મેળવ્યું છે. રંગપૂરવાળા

અધ્યાપક વીરેન્દ્રનાથ મુખોપાધ્યાય હજાર સ્વયંસેવકોનું દળ લઇને સરકારની જેલમાં જમે થયા છે અને બીજા વીસ હજારને જેલના મહાભાગ્યની રાહ જોતા પોતાની પાછળ મૂકતા ગયા છે. કુમિલાનું બ્રાહ્મણબારિયા આપણા માલેકો માગે તે કરતાં કેટલાએ વધુ શિકાર સાથે તૈયાર છે.

પણ કલકત્તા ક્યાં છે? આ સવાલ મને રાતદિવસ દુઃખ દઇ રહ્યો છે. માત્ર પાંચ હજાર જ સ્વયંસેવકો નોંધાયા છે. આટઆટલી શાળાઓ અને કૉલેજોવાળા આવડા જંગી શહેરમાંથી માત્ર પાંચ હજાર સ્વયંસેવકો! આજે આમાંના ૭ નવજવાનો પકડાયા છે. તેઓ મહાસભાનું ખાદી વેચવાનું અને રેંટીઆ ચાલૂ કરાવવાનું કાર્ય કરી રહ્યા હતા. આ બતાવે છે કે નોકરશાહીએ મહાસભાનું કાર્ય તોડી પાડવા સંકલ્પ કર્યો છે. આમ જ્યારે મહાસભાનું કામ બંધ પડવાનાં પગલાં સંભળાઈ રહ્યાં છે ત્યારે આવડા કલકત્તા શહેરમાંથી માત્ર પાંચ હજાર સ્વયંસેવકો!

શું કલકત્તાના વિદ્યાર્થીઓને આમાં કશું જ કહેવાનું નથી? આ શું અભ્યાસનો વખત છે? કળા ને સાહિત્ય ને વિજ્ઞાન ને ગણિત.—અરે! જ્યારે માતૃભૂમિ એક બાજૂ પોકાર કરી બોલાવી રહી છે ત્યારે આ બધાં તેની વ્હારે ન ધાય એ શરમને હું કઇ રીતે વર્ણવું?

આ અફાટ શહેરમાં જાણે હું એકલો પડી ગયો હોઉં! જ્યાં જાઉંછું ત્યાં હજારો નવજવાનો હું મ્હને વીંટી વળતા જોઉંછું. પણ તેમના ચહેરાઓને હું દુનિયાદારી ડહાપણથી અકાળે ઘરડા બનેલા અને તેમનાં અંતઃકરણ ઠરીને મરી ગએલાં દેખુંછું. ઇચ્છું છું કે ઇશ્વરે આજે મને શક્તિ આપી હોત કે તેમનાં અંતરમાં હું ફરી એકવાર જીવનની જ્યોત પ્રકટાવું ને તેઓ ને ફરી નૌજવાન બનાવું. દરેક કાળમાં અને દરેક દેશમાં નવજવાનો જ સ્વતંત્રતાની લડતો લડતા આવ્યા છે. નવજવાનો જ હમેશાં વધુ નિષ્પાપ જુસ્સાવાળા અને આત્મબલિદાનને માટે વધુ તૈયાર હોય છે.

હું તો દિવસેદિવસે ઘરડો થતો જાઉં છું, અશક્ત પણ થતો જાઉંછું; અને સ્વતંત્રાની લડત તો હજુ શરૂ થઈ રહી છે. સરકારે મ્હને હજી પકડયો નથી પણ હું તો અત્યારે પણ મ્હારા કાંડાંપર હાથકડીઓ અને શરીરપર જંજીરોનો ભાર અનુભવી રહ્યો છું. ગુલામી શું જેવી તેવી વ્યથા છે? 'પરાધીન સપને સુખ નાહી.' આખું હિંદુસ્તાન આજે એક વિશાળ જેલ નહિ તો બીજું શું છે? તેમાં હું પકડાઉં કે બચું તેની શી વિસાત છે?

એક વાત ચોક્કસ છે. હું મરૂં કે જીવતો રહું, પણ મહાસભાનું કાર્ય તો ચાલૂ રાખ્યેજ છુટકો છે. આવડા મ્હોટા શહેરમાંથી માત્ર પાંચ જ હજાર સ્વયંસેવકો, અને મહાસભાનું કાર્ય તો બંધ પડવાની તૈયારી! ફરી ફરીને હું પૂછું છું કે કલકત્તાના વિદ્યાર્થીઓ આ સાંભળે છે?

**શ્રી ચિત્તરંજનદાસ.**

(નવજીવનના માગશર સુદ ૧૧-૧૯૭૮ ના અંકમાંથી ઉપકાર સહિત ઉતારવામાં આવ્યો છે.)

સત્કાર્યમાં પિતાથી સવાયો થાય તેજ સપુત એ આર્યભાવના સાબિત કરવા માંગતા હોય એમ ચિત્તરંજનના એકના એક પનોતા પુત્ર ચિરરંજનદાસ સ્વયંસેવક તરીકે કામ કરીને પકડાયા. પુત્ર પકડાયા પછી ચિત્તરંજનના યોગ્ય સહધર્મિણી શ્રીમતી વાસન્તી દેવી, ત્હેમનાં બ્હેન ઉર્મિલા દેવી તથા ભત્રીજી ખાદી વેચવા સારૂ તા. ૭ મી ડીસેમ્બરે કલકત્તાના બડા બઝારમાં સ્વયં સેવક તરીકે નીકળી પડયાં. એમનું આ નિર્દોષ કામ પણ અમલદારોને સરિયામ રસ્તામાં રોકાણ કરવા જેવું લાગ્યું. અને એ કુલિન નિઃશસ્ત્ર અબળાઓથી એમના રાજ્યને કોણ જાણે શીએ હાનિ થવાની હોય તેમ એ નિર્દોષ રમણીઓ ઉપર હસ્તાક્ષેપ કર્યો. ત્હેમને ગિરફતાર કર્યાં, પોલિસ ચોકીએ લઇ ગયા. સારી વર્તણુકના જામીન માગ્યા. પણ એમણે તો અસહકારી તરીકે જામીન આપવાની ના કહી અને જે થાય તે કરવા કહ્યું. પાછળથી મોડી રાત્રે સરકારે ડહાપણ વાપરીને

એમને સોને છોડી દીધાં. ભારતવર્ષમાં સ્ત્રીઓને દેશસેવા કરતાં જેલમાં જવાનું પ્રાપ્ત થયું હોય એવો આ પહેલોજ પ્રસંગ હતો. મહાત્મા ગાંધીજી પણ લખે છે કે 'મ્હને ઉમેદ હતી કે લડતના આરંભમાં તો સ્ત્રીઓને જેલમાં જવાનું નહિ પ્રાપ્ત થાય. સ્ત્રીઓને કાયદાના સવિનય ભંગને સારૂ નીકળવાનું હજુ ઠર્યું નથી, પણ બંગાળની સરકારે સ્ત્રી પુરૂષ વચ્ચે કશોજ વેરો વંચો ન કરવાના ઉત્સાહમાં કલકત્તાની સ્ત્રીઓને એ માનથી નવાજી છે. મ્હને ઉમેદ છે કે આખો દેશ આ નવી શરૂઆતને વધાવી લેશે.'

ચિત્તરંજન કેટલી શાંતિથી કામ કરવાના હિમાયતી છે તે એમણે ડીસેમ્બરના આરંભમાં કોન્ગ્રેસના સેવકોને મોકલેલા સંદેશા ઉપરથી સ્પષ્ટ જણાય છે. 'મ્હારો ત્હમને પહેલો અને છેલ્લો ઉપદેશ એજ છે કે જબરદસ્તી કર્યા વગર અહિંસાત્મક અસહકારના આદર્શને કદી છોડી દેશો નહીં. હું જાણું છું કે એ શાંતિના માર્ગનું પાલન કરવું ઘણું વસમું છે. હું જાણું છું કે કેટલીકવાર સ્હામા પક્ષ તરફથી એવી સખ્ત છેડછાડ થાય છે કે મન, વચન અને કર્મથી જોર અજમાવ્યા વગર શાંત બેસી રહેવું અત્યંત અઘરૂં થઇ પડે છે પરન્તુ આપણી હિલચાલના ફતેહનો આધાર જ એ મહાન્ સિદ્ધાન્તના ઉપર છે અને દરેક કામ કરનારે એવા ગુસ્સે થવાના પ્રસંગોમાં શાંતિ જાળવવાના ગુણને દૃઢ કરવો જોઇએ. આપણને ઘણી વખત અપજશનો ટોપલો બીજાને માથે નાંખવાની ટેવ હોય છે. દાખલા તરીકે કોઇ શહેરમાં તોફાન થાય તો આપણે કહીએ છીએ કે એ મવાલીઓનું કામ હતું, અને તેઓની સાથે એવી છેડછાડ થઇ હતી કે ઉશ્કેરાઇ જઇને ત્હેમણે બળવો કર્યો. પણ આપણે વિસરી જવું જોઇએ કે એ કહેવાતા મવાલીઓ આપણા જ દેશબંધુઓ છે. આપણે વિસરી જવું ન જોઇએ કે આપણે અસહકારીઓ દેશ આપણા કાબુમાં હોવાનો દાવો કરીએ છીએ. આપણે સ્હમજી રાખવું જોઇએ કે જેટલા પ્રમાણમાં આપણે દેશના અભણ વર્ગને—પછી તેઓ મવાલી

હોય કે ગમે તે હોય–કાબુમાં રાખવામાં નિષ્ફળ નીવડીએ છીયે તેટલા જ પ્રમાણમાં અસહકાર પણ નિષ્ફળ નીવડ્યો છે. જવાબદારી આપણી છે. ખરાબ માણસોએ અભણ વર્ગને કાયદાનો ભંગ કરવા ઉશ્કેર્યા એવું કહેવું આપણને શોભતું નથી. ત્હમને ખબર નથી કે આપણી હિલચાલની ફતેહનો આધાર એટલા ઉપરજ છે કે સારો ખોટો કોઇ પણ માણસ અભણ લોકો, મજુર લોકો, અથવા દેશના કોઇ પણ વર્ગને મારફાડ અને રકતપાત કરવાને રસ્તે ન ચઢાવી શકે ? જો આપણે દેશના મ્હોટા અભણ વર્ગ ઉપર કાબુ ધરાવવામાં નિષ્ફળ નીવડીએ તો પછી આપણે ફતેહ મળ્યાની દીંગ કેવી રીતે મારી શકીએ ? હું નિરાશ નથી થયો. હું નિરૂત્સાહ થવા નથી ઇચ્છતો. હું ભગવાનની પ્રાર્થના કરૂં છું કે એ ત્હમને બધાને આ લડત શાંતિથી અહિંસાત્મક અને અસહકાર કરવાના આદર્શને પૂર્ણાંશે વળગી રહીને ચલાવવાને પુરતું બળ આપે.”

‘કોનો દેશ’ એ મથાળા નીચે બહાર પાડેલી ત્હેમની યાદીમાં પણ આજ વાત સ્પષ્ટ થાય છે.

“હું અગાઉ કહી ચૂકયો છું કે મહસભા દેશની પ્રતિનિધિ હોવાનો દાવો કરે છે અને તે દાવાની દૃષ્ટિએ જ ભલે તેનો ઇન્સાફ થાય. આપણે પ્રજા આખી આપણી બાજુએ છે એવો દાવો કરીએ છીએ તો દેશમાં કોઈ પણ ઠેકાણે કશી પણ મારફાડ કે ખૂનામરકી થાય તેને માટે અલબત આપણે જવાબદાર રહ્યા. આમાથી ન્યાયની દૃષ્ટિએ જોઇએ તો જે પ્રદેશોમાં મહાસભાનો સંદેશો પ્રજાને પહોંચાડવા દેવામાં નથી આવ્યો તે પ્રદેશોને બાદ કરવા જોઇએ. આમ મોપલા અત્યાચારની જવાબદારી આપણે નથી સ્વીકારતા. મારી દૃઢ માન્યતા છે કે જો મહાસભા તેમજ ખિલાફતના કાર્યકર્તાઓને અહિંસાત્મક અસહકારનો સંદેશો સંભળાવવા મલબારમાં જવા દેવામાં આવ્યા હોત તો ત્યાં દાવાનળ ન જ સળગ્યો હોત.

પણ મુંબઇનાં તોફાનોના સંબંધમાં, અગર તો એવા સંજોગોમા

બીજે ક્યાંએ મારફાડ થાય તો તેવા દાખલાઓમાં મહાસભાની સ્થિતિ નિરાળી છે, કઈ પરિસ્થિતિમાં જવાબદારી ઉભી થાય છે કે મટે છે તે આપણે તપાસીએ. આ વાત હું અગાઉ ચર્ચી ચૂક્યો છું, પણ ત્હેનું મહત્ત્વ ઘટતી રીતે નથી સમજાયું. અહિંસાત્મક અસહકાર જામ્યો છે એમ આપણે કહીએ છીએ કે નહિ? જો જામ્યો છે તો એનો અર્થ શું એ ન થયો કે મહાસભાયે દેશની સમસ્ત આમ પ્રજા ઉપર પોતાની આણ બેસાડી છે? કારણ, એ જ તો આપણી આ પ્રવૃતિ સફળ થયાની કસોટી છે. આમ પ્રજા ઉપરનો આ કાબૂ જેટલે દરજ્જે ટકી રહી શકે તેટલે જ દરજ્જે આપણે સફળ છીએ અને તે કાબૂ જતો રહે તેટલે દરજ્જે આપણે નિષ્ફળ નિવડય ગણાઇશું.

અને એજ માપથી નોકરશાહીનો પણ ઈન્સાફ થવો જોઇએ! નોકરશાહી પણ પ્રજા પોતાની આણ હેઠળ હોવાનો દાવો કરે છે. આ દાવો જેટલે અંશે પશુબળના જોર ઉપર ખડો થયો છે તેટલા અંશને હું કાણી કોડીની કિંમત આપતો નથી. અને તેના આ અગડબંબ દાવાનો પાયો જો આવું નર્યું પશુબળ જ હોય તો હું એક ક્ષણ પણ વિચાર કરવા થોભ્યા વગર બાપોકાર જાહેર કરૂં કે હવે નોકરશાહીનું આવી બન્યું. પણ અહીં તો હું એના એ દાવામાં સાચા નૈતિક કાબુનો કંઈ અંશ રહેલો છે કે કેમ એ તપાસી રહ્યો છું.

આપણા રાજ્યકર્તાઓ ગાંધીજીના અસહકારીઓની જોખમદારીને લગતા શબ્દો ટાંકી બતાવીને એને અસહકાર નીષ્ફળ નીવડ્યાની કબુલાત તરીકે રજૂ કરતા કદિ થાકતા નથી. ગાંધીજી તો પોતાની વાત સંકોચ ધરીને અગર તો અરધા સત્યની અને અરધા અસત્યની મેળવણી કરીને કદાપિ કહેતા નથી. જો મહાસભાએ પ્રજા ઉપર સ્થાપેલો કાબૂ નરમ પડ્યો હોય તો તેની સ્પષ્ટ કબુલાત આપવી યોગ્ય છે. પણ સાથે સાથે તેટલા જ ભારપૂર્વક અને તેટલા જ સત્ય

સાથે હું એમ પણ કાં ન કહું કે મુંબઇમાં થયું તેવા રમખાણ કે મારફાડનો પ્રત્યેક બનાવ નોકરશાહીની પણ તેટલી જ અશક્તિ અને નિષ્ફળતા પૂરવાર કરે છે?

અને આમાં જ મુદ્દાનો જવાબ રહેલો છે. હું ફરી એકવાર પ્રજા સમક્ષ તે રજૂ કરૂં છું, કે જેથી તેનું મહત્ત્વ બરાબર આપણે હૈયે ઠસે, અને તે એ છે કે સ્વરાજની લડત તે પ્રજાસમસ્ત ઉપરના આ કાબૂ માટેની લડત છે. મહાસભા તે કાબૂ પોતાના હાથમાં હોવાનો દાવો કરે છે અને નોકરશાહી પોતાના હાથમાં એ કાબૂ છે એવો દાવો કરે છે. આપણો દાવો ખરો છે કે એમનો? ભવિષ્યના બનાવોએ તે બતાવી આપવું પડશે.

(નવજીવનમાંથી) શ્રી. ચિત્તરંજનદાસ.

કલકત્તાના અનેક આગેવાનો પકડાયા પછી લોકોમાં વાત ચર્ચાતી હતી કે હવે ચિત્તરંજન પકડાશે કે નહીં. કેટલાક ધારતા હતા કે મહા સભાના ચુંટાયલા પ્રમુખ સાહેબ ઉપર સરકાર હાલમાં હાથ નહીં નાંખે. બંગાળાના ગવર્નરના એકાદ ભાષણ ઉપરથી એવું અનુમાન પણ નીકળતું હતું; પણ એમનું કાંઈ ચાલ્યું નહીં અને સરકારે દેશબંધુ દાસને પકડવાનો નિર્ણય કર્યો. મહાત્માજીના શબ્દોમાં કહીએ તો સરકારને એમ લાગ્યું હશે કે 'મહાસભાના પ્રમુખપદે બિરાજનાર પણ સ્વયંસેવકો નોંધવા નીકળે અને પત્રિકાઓ બહાર પાડે તો એને શા માટે છુટો રહેવા દેવો?' ગમેતેમ હોય, પણ તા. ૧૦ મી ડીસેમ્બરે કલકત્તામાં એમના ઘરમાં બપોરના સાડા ચાર વાગ્યે ડેપ્યુટિ પોલિસ કમિશ્નરે અનેક અંગ્રેજ સિપાહીઓની સાથે જઇને ફોજદારી સુધારાના કાયદાની ૧૭મી કલમ મુજબ ચિત્તરંજનને પકડયા. ચિત્તરંજન શાન્ત ચિત્તે શરણ થયા, અને એમના ઘરની સ્ત્રીઓના માંગલિક શંખનાદ વચ્ચે જેલયાત્રાએ સીધાવ્યા. પકડાતી વખતે એમણે નીચેનો સંદેશો પોતાનાં પત્નીની મારફતે હિન્દુસ્તાનની પ્રજાને મોકલ્યો છે.

હિંદનાં નરનારીઓ,

મ્હારો છેલ્લો સંદેશો તમને બીજો શો હોય? જો તમે હિંદુસ્તાનને સારૂ આત્મયજ્ઞ કરવા તૈયાર હો તો જીત નજીકમાં છે. જે વેદનાઓમાંથી અત્યારે આપણે પસાર થઈ રહ્યા છીએ તેવી વેદનામાંથી જ પ્રજાઓ જન્મી છે. પણ એ વેદનાઓ તમારે દૃઢતાથી, હિમ્મતથી અને સંપૂર્ણ ધીરજથી સહન કરવી જોઇએ. યાદ રાખજો કે જ્યાં સુધી તમે અહિંસાવ્રતને વળગી રહેશો ત્યાં સુધી નોકરશાહીની બાજૂ જૂઠી રહેશે. પણ મહાત્મા ગાંધીજીએ તમને દોરી આપેલા એ માર્ગથી જો કદિ તમે એક તસુ પણ ચળ્યા તો તમે તમારે હાથે નોકરશાહીના હાથમાં તમારી આખી બાજી સોંપી સમજજો.

સ્વરાજ એજ એકમાત્ર આપણું ધ્યેય છે. વાડાવાડાનુ નહિ, હમાહમાનું પણ નહિ, પણ આખું પૂરૂં નિર્ભેળ સ્વરાજ. હિંદુસ્તાનનાં નરનારીઓ! આ જે ધ્યેયને સારૂ આપણે મથી રહ્યાં છીએ તે આપણે સિદ્ધ કરવું છે કે નહિ એનો જવાબ તમારે દેવો રહ્યો છે.

અને મ્હારા મૉડરેટ મિત્રોને મ્હારે એટલું જ કહેવાનું છે કે સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને આજ સુધીનો દુનિયાનો ઇતિહાસ તમે ખોળી જુઓ. તમે જે રસ્તે જઇ રહ્યા છો તે માર્ગે આજસુધીમાં કોઇ પ્રજાએ પોતાની સ્વતંત્રતા કદિ પ્રાપ્ત કરી છે? તમારામાંના જેઓ ઢચુપચુ મનવાળા હોય તેઓને જો મ્હારી આ અપીલ પહોંચે તો હું તેમને એટલો જ વિચાર કરી જોવા વીનવું છું કે આજે હવે જે ઝુંબેશ નોકરશાહી વચ્ચે અને હિંદી પ્રજા વચ્ચે મંડાઈ છે તેમાં તે હજુ નોકરશાહીની જ બાજુએ રહેશે કે પ્રજાનો પક્ષ લેશે?

માંડવાળ ઝીણી વિગતોને વિષે હોઈ શકે, પણ જે મુદ્દાનો પ્રશ્ન આજે પ્રજાને નોકરશાહીથી જૂદી પાડે છે તે સવાલની બાબતમાં માંડવાળ કઈ રીતે હોઇ જ શકે? અને અત્યારે જો તમે હિંદુસ્તાનની વ્હારે ન રહી શકો, હિંદુસ્તાનનો પક્ષ ન લઇ શકો, તો તમે નોકરશાહીનો જ પક્ષ કરો છો એ શિવાય એનો બીજો અર્થ થઈ શકે એમ નથી.

અને વિદ્યાર્થીઓને હું કહું છું:—તમે જ હિંદુસ્તાનની આશા અને હિંદુસ્તાનની કીર્તિ છો. સાચી કેળવણી 'બેને બે ચાર' ભણી જાણવામાં નહિ પણ આપણ સૌ કોઇની જનની જન્મભૂમી ને માટે તમે જે કંઈ સેવા અર્પવા તૈયાર હો તેમાં રહેલી છે. એ જન્મભૂમી આજે તમને સાદ કરી રહી છે. તમારામાંના કોણ કેટલા એના સાદને ઝીલી લેવા તૈયાર છો ?

ચિત્તરંજનદાસ.

હમે આગળ જણાવી ગયા છીએ કે શ્રીમતી વાસન્તીદેવી ચિત્તરંજનના યોગ્ય સહધર્મિણી છે. પતિ અને પુત્રના પકડાયા પછી બેવડા ઉમંગથી એ દેશસેવા કરી રહ્યાં છે. આ વરસની અમદાવાદની મહાસભામાં સંખ્યાબંધ લોકો એકઠા થાય એ હેતુથી બહાર પાડેલો એમનો સંદેશો એમના મનોભાવને સ્પષ્ટ પ્રગટ કરે છે.

**શ્રીમતી દાસનો સંદેશો,**

મહાસભાની બેઠક ડિસેમ્બરની ૨૬ મીએ શરૂ ગશે. મહાસભામાં ઘણા વૃદ્ધ તેમજ જુવાન રાષ્ટ્રમાન્ય આગેવાવાનો અને કાર્યકર્તાઓ ગેરહાજર હશે. ગેરહાજરીનું કારણ તો આપ સહુને વિદિત છેજ. આ મહાનુભાવો અને નિઃસ્વાર્થી દેશભક્તો જો કે શરીરે ગેરહાજર હશે, તો પણ તેમનું ચૈતન્ય જરૂર મહાસભામાં વિલસતું હશે. તેમના આ ચૈતન્યના પ્રસાદથી ઉત્સાહ લેવા આપ ત્યાં ભેગા નહિ થાઓ ?

અધ્યક્ષની ગાદી ખાલી રહેશે, મહાસભા માટેનો તેમનો સંદેશો તેઓ ગિરફતાર થતા પહેલાં પોતાની ધર્મપત્ની તરીકે મને સોંપી ગયા છે. અને તે તમને તે સંભળાવવાની પવિત્ર ફરજ તેઓ મારી ઉપર મેલતા ગયા છે. હું તો અબળા સ્ત્રી. મારી થી યોગ્યતા ? છતાં હું એ પવિત્ર ફરજ અદા કરવાની કોશીશ કરીશ. મારા પતિએ એમ ઇચ્છયું છે. મહાત્મા ગાંધીજીની પણ એ જ ઇચ્છા છે.

આ કસોટીને અવસરે આપ મને ઓથ નહિ આપો ? મારી મદદે આપ નહિ આવો ? મહાસભા એ એકલી જ રાષ્ટ્રીય સંસ્થા છે

અને તેનો મંડપ એ જ આપણું પસંદ કરેલું કાર્યક્ષેત્ર છે, એ ધ્યાનમાં રાખશો. આ મહાસભામાં જ આપણા વડીલોએ ચાલુ સત્તા સામે ઝુઝવાનો નિશ્ચય કર્યો છે. આ મહાસભામાંજ સ્વરાજનો ધ્વજ રોપીને તેને ફડફડતી રાખતાં આપણાં પૂર્વજો સ્વર્ગે સીધાવ્યા છે, આવે કટોકટીને પ્રસંગે શું આપણે તે ધ્વજને દગો દઇશું ? આપણા વિરોધીઓને તે ધ્વજ કબજે કરી પગ તળે છૂંદવા દઇ શું આપણે અનંત કાળની શરમ વહોરી લઇશું ?

મને વિશ્વાસ છે કે તમે આવું કશું થવા નહિ જ દો, અંદર અંદરના ભેદભાવ ભૂલી જાઓ. હજારો જણુ પધારો અને મહાસભાના ધ્વજ નીચે એકત્ર થાઓ. સ્વરાજનો ધ્વજ ફડફડતો રાખવો છે. જરૂર પડે તો તેના પવિત્ર બુરજોના રક્ષણ અર્થે જાતનું બલિદાન કરો. છેલ્લી હાકલ સંભળાય છે. ઉઠો, જાગો. ઓ દેશના નરનારીઓ ! આ એક અઠવાડીયામાં તમે જે બહાદુરી બતાવી છે તેને માટે હું મગરૂર છું. આપણા ધ્યેયને અર્થે તમે લગીરે કંજુસાઇ કે કચવાટ વિના જે આપભોગ આપ્યો છે તેને માટે મને અભિમાન આવે છે, પકડાયલાની અને જેલ જનારાઓની લાંબી લાંબી નામાવલિઓ વાંચતાં કોનું હૈયું હર્ષ અને આશાથી ઉભરાઈ ન જાય ? સ્વરાજ્યનાં યાત્રાળુઓનો પ્રસન્ન સંઘ નિહાળી કોની આંખોમાં આનંદના આંસુ ન આવે ?

લડાઇનો તો હજુ આરંભ જ થાય છે. આ યુદ્ધ વર્ષો સુધી પણ લંબાય ને ભયાનક ઉગ્ર સ્વરૂપ પકડે. જો આ જગતમાં પ્રતિષ્ઠા જેવું કંઈ હશે તો વિજય આપણો જ છે, તમે શું નથી જોતા કે સત્તાધારીઓનાં હાંજાં અત્યારથી જ ગગડવા લાગ્યા છે.

શ્રી ચિત્તરંજનના આજ સુધીના ઉપયોગી જીવનની કાંઇક ઝાંખી ઉપર હમે કરાવી છે. પરમાત્મા એમને દીર્ઘાયુષી કરી જનની જન્મભૂમિની હજુ પણ વધારે સંગીન સેવા કરવાના પ્રસંગ આપે એ હમારી પ્રાર્થના છે. એમના જીવન ઉપર બે પ્રબળ-શક્તિઓની અસર થઇ છે. એક સ્વામી વિવેકાનંદજીનો સેવા ધર્મ અને બીજી વૈષ્ણવોનો પ્રેમ ધર્મ, એ બન્ને અસરોએ ત્હેમના હૃદયને

ભાવમય અને કુસુમ કરતાં પણ કોમળ બનાવ્યું છે. એથી કરીને જ ગરીબોનું દુઃખ જોઇને હેમનું હૃદય પીગળે છે, એટલા માટે એ સેંકડો નિરાધારોને અન્નદાન આપવા આકુળ બન્યા છે, એટલા માટે અનાથ અને દુઃખિયાને સાક્ષાત નારાયણ ગણીને હેમની સેવાનો બંદોબસ્ત એમણે કર્યો હતો. પરમ વૈષ્ણવ શ્રી ચૈતન્ય મહા પ્રભુની અસર પણ એમના ઉપર એવીજ દૃઢ થઈ છે. એમના કાવ્યજીવનમાં વૈષ્ણવ ભાવ ઝળકી ઉઠ્યો છે. સેવાધર્મ અને પ્રેમધર્મ જ હેમના જીવનનો આદર્શ છે. રાજનૈતિક અધિકાર પ્રાપ્ત કરવા એ પણ ધર્મપાલનનું શ્રેષ્ઠ પગથીયું છે, ગુલામ પ્રજાથી ધર્મનું પણ યથાર્થ પ્રતિપાલન થઈ શકતું નથી. એવી ખાત્રી થવાથી જ હેમણે રાજનૈતિક જીવન ગ્રહણ કર્યું છે. જે દિવસે નાગપુરની કોન્ગ્રેસની આજ્ઞાને તાબે થઈ હેમણે બેરિસ્ટરનો ધંધો છોડી દીધો ત્યારે ત્યાગની વિરૂદ્ધ હેમની આગળ એકજ વિચાર હતો. એમના ઉપર આધાર રાખતા અનેક અનાથ દુઃખિયાની છબી એમની આગળ તરવા લાગી. હાય! હવે એ દરિદ્ર નારાયણની કોણ સેવા કરશે. એમના સર્વ ત્યાગનો વિચાર જાણીને એક મિત્રે હેમને પુછ્યું હતું કે, આપના આ અસાધારણ દાનનું શું થશે? અનાથ સેવાનું શું થશે?" ઘણો વિચાર કરીને એમણે જવાબ આપ્યો 'શું કરૂં, એના કરતાં પણ જે વધારે મ્હોટું કર્તવ્ય છે. તેનું તેડું આવ્યું છે, હું કાંઈ ચિરંજીવી થઇને તો આવ્યો નથી. આટલા દિવસ જહેમની હું સહાયતા કરતો આવ્યો છું, હેમને હવે ભગવાન આપી રહેશે. જીંદગીના બાકીના વરસોમાં દેશમાતાની સેવા કરી લઉં." સેવાવ્રત સ્વીકાર્યા પછી અંગ્રેજી શિક્ષણને અંગે પડેલી અનેક હાનિકારક ટેવો છોડીને એમણે આત્મશુદ્ધિ કરી છે. પચાશ વર્ષ એશઆરામમાં રહેલા એ નરને માટે આ તપશ્ચર્યા જ નહીં તો બીજું શું? જે દેશમાં, જે કાલમાં આવા ત્યાગીઓ, સાધકો ઉત્પન્ન થવા માંડે છે તે દેશનું ભવિષ્ય ઉજ્વલ જ છે.

'જય! ભારત કી જય!

